## ભાગ ૦ ૮


૧ ખોટું નગર
૨ આનંદી કાગડો
૩ કાને ટોટી માથે ચોટી
૪ ખેતલી
૫ વાણિયા બદ્દાણિયા
૬ એક દેડકી
૭ જૂબાઇ
૮ રળો ગઢવી
૯ હજામ અને બાંડો વાઘ
૧૦ માના દેગમશી


□ મૂલ્ય રૂ. ૭-૫૦






□ લેખક : ગિજુભાઇ બધેકા સજાવટ : આબિદ સુરતી



□ પ્રકાશક : આર. આર. શેઠની કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ ૪૦૦ ૦૦૨ તથા અમદાવાદ - ૩૮૦ ૦૦૧
□ પરિષ્કૃત દ્વિતીય આવૃત્તિ ૧૯૮૯ □ મુદ્રક : જયકર ઓફસેટ પ્રિન્ટર્સ શિવાકાશી - ૬૨૬૧૮૯

એક હતું ખોટું ખોટું નગર. એમાં ત્રણ કુંવર; બે થયા જ નહોતા ને ત્રીજો થવાનો નહોતો.

ત્રણે જણા ગામતરે ચાલ્યા. મારગે ત્રણ ઝાડ આવ્યાં; બે ઊગ્યાં જ નહોતાં ને ત્રીજું કોઈ દિવસ ઊગવાનું જ નો'તું.

એની હેઠે કુંવરો બેઠા ને ફળો ખાધાં. બે ફળો થયાં જ નો'તાં ને એક ફળ થવાનું જ નો'તું.

કુંવર તો આગળ ચાલ્યા. મારગે જતાં ત્રણ નદીઓ આવી. બેમાં પાણી જ નો'તું ને એક નદી સુકાઈ ગઈ'તી.

કુંવરોએ તો એનાં પાણી પીધાં. પછી કુંવરો એક ગામમાં ગયા. ગામમાં ત્રણ ઘર હતાં, બે ઘર તો ચણ્યા વિનાનાં ને એકને તો ભીંત જ નો'તી.

એમાં ત્રણ સોનાનાં તપેલાં; બે તપેલાં ફૂટી ગયેલાં ને એક સાજું જ નહિ. એમાં રાંધ્યા ચોખા; નવ્વાણુ માણાં હતાં. એમાંથી સો માણાં રાંધ્યાં.

જમવા નોતર્યા ત્રણ બ્રાહ્મણો; બે શરીર વિનાના; એકને તો મોઢું જ નહિ. મોઢા વિનાના બ્રાહ્મણે સો માણાં ચોખા ખાધા ને બાકીના ત્રણે રાજકુમારે ખાધા ●

# ખોટું નગર



એક કાગડો હતો. તે એક વાર રાજાના વાંકમાં આવ્યો, એટલે રાજાએ તેના માણસોને કહ્યું – જાઓ; આ કાગડાને ગામના કૂવાને કાંઠે ગારો છે તેમાં નાખી ખૂંતાડીને મારી નાખો.

કાગડાને રાજાજીના હુકમ પ્રમાણે ગારામાં નાખવામાં આવ્યો. કાગડાભાઈ તો ગારામાં ખૂંત્યા ખૂંત્યા આનંદથી બોલવા લાગ્યા –

**ગારામાં લપસણું કરતાં શીખીએ છીએ, ભાઈ!**
**ગારામાં લપસણું કરતાં શીખીએ છીએ.**

રાજા અને તેના માણસો તો નવાઈ પામ્યા કે આ કાગડો ખૂંતવાથી દુ:ખી થવાને બદલે આનંદથી કેમ બોલે છે? રાજાને ક્રોધ ચડ્યો અને બીજો હુકમ કર્યો – નાખો એને કૂવામાં, એટલે ડૂબીને મરી જાય.

કાગડાને કૂવામાં નાખ્યો. કાગડાભાઈ તો કૂવામાં પડ્યા પડ્યા બોલ્યા –

**કૂવામાં તરતાં શીખીએ છીએ, ભાઈ!**
**કૂવામાં તરતાં શીખીએ છીએ.**

રાજા કહે – હવે તો આ કાગડાને આથી વધારે સખત શિક્ષા કરવી જોઈએ.

પછી તો કાગડાને કાંટાના એક મોટા એવા જાળામાં નખાવ્યો. પણ કાગડાભાઈ તો એના એ જ રહ્યા. વળી પાછા આનંદી સૂરે ગાતાં ગાતાં બોલ્યા –

**કૂણા કાન વીંધાવીએ છીએ, ભાઈ!**
**કૂણા કાન વીંધાવીએ છીએ.**

રાજા કહે – કાગડો તો ભારે જબરો! ગમે તે દુ:ખમાં એને દુ:ખ તો થતું જ નથી. ચાલો જોઈએ, હવે સુખ થાય એવે ઠેકાણે નાખવાથી એને દુ:ખ થાય છે? પછી કાગડાભાઈને એક તેલની કોઠીમાં નાખ્યા.

કાગડાભાઈને તો એ પણ સવળું જ પડ્યું. ખુશ થઈ એ બોલ્યા –

**તેલ કાને મૂકીએ છીએ, ભાઈ!**
**તેલ કાને મૂકીએ છીએ.**

પછી તો રાજાએ કાગડાને ઘીના કુડલામાં નાખ્યો. એમાં પડ્યો પડ્યો પણ કાગડો તો બોલ્યો –

**ઘીના લબકા ભરીએ છીએ, ભાઈ!**
**ઘીના લબકા ભરીએ છીએ.**

રાજા તો ખૂબ ખિજાયો ને કાગડાને ગોળની કોઠીમાં નખાવ્યો. કાગડાભાઈ તો પાછા મજાથી બોલ્યા –

**ગોળનાં દડબાં ખાઈએ છીએ, ભાઈ!**
**ગોળનાં દડબાં ખાઈએ છીએ.**

પછી રાજાએ કાગડાને ખોરડાની ઉપર ફેંક્યો, પણ ત્યાં બેઠાં બેઠાં કાગડો કહે –

**નળિયાં ચાળતાં શીખીએ છીએ, ભાઈ!**
**નળિયાં ચાળતાં શીખીએ છીએ.**

છેવટે થાકીને રાજા કહે – આ કાગડાને આપણે શિક્ષા કરી શકશું નહિ. એને મનથી કોઈ દુ:ખ લાગતું નથી. માટે એને હવે ઉડાડી મૂકો. અને પછી કાગડાને ઉડાડી મૂક્યો ●

એક હતો વાણિયો. તે એક વાર વેપાર માટે પરદેશ જવા નીકળ્યો. જતાં જતાં વહુને બોલાવીને તેણે કહ્યું – એલી સાંભળ્યું કે? હું જાઉં છું પરદેશ. તું અને છોકરાં સાચવીને રે'જે; ને મારી માને પણ સાચવીને આપણાં છોકરાં જેમ જ રાખજે. જોજે હોં, કંઈ કામબામ કરાવીશ નહિ.

વહુએ કહ્યું – ઠીક, તમે કહો છો તેમ હું જરૂર કરીશ. જરાય ચૂક પડવા દઈશ નહિ. તમે તમારે નિરાંતે જાઓ.

વહુએ વાત કાનમાં રાખી. વાણિયો તો પરદેશ ગયો. વહુએ બીજે દિવસે ડોશીમાને કહી દીધુ – માજી! તમારા દીકરા મને કહી ગયા છે કે માને છોકરાં જેમ સાચવજે, અને કાંઈ કામબામ કરવા દઈશ નહિ. તમે હવે કાંઈ કામબામ કરશો મા; આપણાં છોકરાં સાથે રમજો, જમજો અને મજા કરજો.

ડોશી તો વિચારમાં પડયાં, પણ કહ્યું – ઠીક, વહુ બેટા! હવેથી એમ કરીશ.

થોડા દિવસ થયા એટલે વહુએ છોડીના કાન વીંધાવ્યા. તે વખતે વહુને ધણીની વાત યાદ આવી કે માને છોકરાંની જેમ રાખજે એટલે એણે ડોશીમાના પણ કાન વીંધાવવાનો વિચાર કર્યો. વહુએ ડોશીમાને કહ્યું – ચાલો માજી! તમારા કાન વીંધાવવા છે.

ડોશીમા તો ગભરાયાં ને વહુને કહ્યું – વહુ બાપુ! મારે કાન વીંધાવવા નથી. મારે વળી ઘરડે ઘડપણ કાન વીંધાવવાના હોય?

વહુએ કહ્યું – ના મા! એમ ન ચાલે. કાન તો વીંધાવવા જ પડશે. તમારા દીકરા મને કહેતા ગયા છે કે માને છોકરાની જેમ રાખજે. મારે તો બેઉ આંખ સરખી. આ જશલીયે સરખી ને તમેય સરખાં.

ડોશીમા તો મનમાં સમજી ગયાં અને વોરા પાસે કાન વીંધાવવા બેસી ગયાં. વોરાએ કાન વીંધ્યા અને કાનમાં દોરા પણ નાખ્યા. વહુ રોજ જેમ જશલીને કાને તેલ મૂકે તેમ ડોશીમાને કાને તેલ મૂકે.

થોડા દિવસ થયા. કાન ઊજર્યા એટલે વહુએ છોકરીને કાનમાં પહેરાવવા ટોટી ઘડાવી. બીજી ટોટી ડોશીમા માટે પણ ઘડાવી. ડોશીને બોલાવી વહુએ કહ્યું – માજી! લ્યો આ ટોટી; તમને હું પહેરાવું. મારે તો જશલીના બાપ કહી ગયા છે તેમ કરવું જ જોઈએ ના? એક ટોટી જશલી માટે ઘડાવી ત્યારે સાથોસાથ આ બીજી ટોટી તમારા માટેય ઘડાવી છે.

ડોશી કહે – બાપુ! મને ટોટી શું કામ પહેરાવે છે? મારે ઘરડી ડોશીને તે વળી ટોટી હોય? તારી છોડીને પહેરાવ; મારે નથી પહેરવી. પણ વહુએ તો ડોશીને પરાણે ટોટી પહેરાવી.

પછીથી ડોશીમા ટોટી પહેરીને છોકરાં સાથે હરે, ફરે ને રમે. એમ કરતાં કરતાં અખાત્રીજ

આવી. સારો દિવસ જોઈને વહુએ છોકરાને માથે ચોટલી રખાવી. તરત જ વહુને ડોશીમા સાંભર્યાં. ડોશીમા રમતાં હતાં ત્યાંથી તેને બોલાવીને કહ્યું – ચાલો, માજી! હજામ પાસે બેસી જાઓ. મારા ગોધિયા જેમ તમારે માથે પણ ચોટલી રખાવવી છે. મારે તો છોકરાંય

# કાને ટોટી માથે ચોટી



સરખાં ને તમેય સરખાં. ઈ કે'તા ગ્યા છે કે માને છોકરાંની જેમ રાખજે. ગોધિયાને ચોટલી રખાવું ને તમને કેમ ન રખાવું? લ્યો, ઝટ કરો; પછી ગોધિયાને ને તમને લાપશી ખવરાવું.

ડોશીમાએ વહુને બહુ બહુ વીનવી પણ વહુ એકની બે થઈ નહિ. છેવટે ડોશી હજામ પાસે બેઠાં અને માથે ચોટલી રખાવી. છોકરાને માથે અને ડોશીને માથે કંકુના સાથિયા કર્યા, બન્નેને દૂધ અને સાકરે નવરાવ્યાં અને બેઉને લાપશી ખવરાવી.

પછી તો રોજ ડોશીની ચોટલીમાં વહુ તેલ નાખે, ગૂંથે અને માથે બોશલો ઓઢાડી ડોશીમાને છોકરાંની સાથે રમવા મોકલે. ડોશીમા તો રૂપાળી મજાની નાની નાની ટોટી પહેરે, ચોટલી ગૂંથાવે અને માથે બોશલો ઓઢીને રમવા જાય. જમવાનો વખત થાય ત્યારે વહુ સાદ પાડીને બોલાવે –

**કાને ટોટી, માથે ચોટી, નાનામાંથી મોટી!**
**ચાલજે... ખાવા.**

આમ રોજ રોજ ચાલે. એમ કરતાં ડોશીમાનો દીકરો પરદેશથી આવ્યો. દીકરે ઘેર આવીને વહુને પૂછ્યું – મા ક્યાં છે? મારે પગે લાગવું છે. વહુ કહે – માજી તો શેરીમાં રમવા ગયાં છે તે હમણાં આવશે.

દીકરો કહે – એ શું? વળી મા તે રમવા જતાં હશે? છોકરાં રમવા જાય, કાંઈ ઘરડાં રમવા જતાં હશે?

વહુ કહે – હું તો માને રમવા મોકલું છું. તમે નો'તા કે'તા ગયા કે માને છોકરાં જેમ રાખજે? મેં તો જશલીની જેમ માના કાન વીંધાવ્યા છે, કાનમાં ટોટી પહેરાવી છે. આપણા ગોધિયાને ચોટલી રખાવી ત્યારે માને પણ ચોટલી રખાવી'તી. સૌને રમવા મોકલું ને માને રમવા કેમ ન મોકલું? મારે તો બધાંયને સરખા રાખવાં જોઈએ ના?

ધણી સમજી ગયો કે મૂરખી સ્ત્રીએ લગનનું બારમું કર્યું છે! પછી ધણીએ કહ્યું એટલે વહુએ માને સાદ કર્યો –

**કાને ટોટી, માથે ચોટી, નાનામાંથી મોટી!**
**ચાલજે... ખાવા.**

ડોશી તો શેરીમાંથી રમતાં રમતાં આવ્યાં. દીકરાને જોઈને ડોશીની આંખમાં આંસુ આવ્યાં ને દીકરાને પણ માની હાલત જોઈ દિલમાં લાગી આવ્યું. મૂરખ વહુની મૂર્ખાઈ માટે દીકરે માની માફી માગી અને વહુને ઠપકો આપ્યો●



એક હતો વાણિયો ને એક હતી વાણિયણ. વાણિયણ ખાઉકડ અને વાણિયો કંજૂસ. પણ વાણિયણ હતી પાકી. પોતાનો ધણી ઘરમાં હોય ત્યારે થોડું ખાય અને બહાર જાય ત્યારે પાછળથી પોતે સારું સારું કરીને ઉડાવે.

એક દિવસ વાણિયાના મનમાં વહેમ પડયો. તે કહે... આટલું આટલું ઘરમાં લાવું છું ને એકદમ ખૂટી કેમ જાય છે? લાવ ને જોઉં તો ખરો કે ઘરનું માણસ તો ખાઈ નથી જતું? વાણિયણને કહ્યું – સાંભળ્યું કે? મારે પાંચ-સાત દિવસના ગામ-તરે જવું છે. મને ભાતું કરી આપ. વાણિયણ તો રાજીના રેડ થઈ ગઈ. ઝટ ઝટ ભાતું કરી દીધું ને વાણિયાને વળાવ્યો. વાણિયો તો પોતાના ભાઈ-બંધને ત્યાં જઈ ને આખો દિવસ રહ્યો. સાંજે વાણિયણ દહેરે ગઈ ત્યાં વાણિયો છાનોમાનો ઘરમાં પેસી ગયો; અને ઘરની એક મોટી કોઠીમાં સંતાઈ ને બેઠો.

રાત પડી. વાણિયણનો હરખ ક્યાંય માતો ન હતો. તે કહે ... હાશ! હવે પાંચ દહાડા મીઠું મીઠું ધરાઈ ને ખાઈશ.

વાણિયણ પોતાની પાસે સૂવા માટે પાડોશીની એક છોકરીને બોલાવી આવી. એનું નામ હતું ખેતલી. વાળુ કરી બન્ને જણી

# ખેતલી



સૂતી. અરધી રાત થઈ ત્યાં વાણિયણ જાગી. ખેતલીને કહે –

ખેતલી ખેતલી !
રાત કેટલી ?

ખેતલી કહે – બા ! હજુ તો બાર જ વાગ્યા છે.

વાણિયણ કહે – મને તો બહુ જ ભૂખ લાગી છે. પેલા ખૂણામાં શેરડીના સાત સાંઠા પડયા છે તે લાવ; ખાઈએ. પછી વાણિયણે અને ખેતલીએ સાંઠા ધરાઈને ખાધા ને પછી સૂઈ ગઈ. વાણિયો બેઠો બેઠો કોઠીના કાણામાંથી બધુંય જોતો હતો. તે કહે ... માળું ! આ તો ભારે લુચ્ચી લાગે છે !

વળી જ્યાં બે વાગ્યા ત્યાં વાણિયણ ઊઠી ને ખેતલીને કહે –

ખેતલી ખેતલી !
રાત કેટલી ?

ખેતલી કહે – બા ! હજુ તો બે જ વાગ્યા છે.

વાણિયણ કહે – પણ મને તો બહુ જ ભૂખ લાગી છે. છ-સાત સુંવાળી કરી નાખ, તો આપણે નિરાંતે ખાઈએ. કોઠીમાં બેઠેલો વાણિયો વળી મનમાં ને મનમાં બબડયો... ઓય ... ! આ તો ભારે લુચ્ચી !

ખેતલીએ તો સુંવાળી કરી. સુંવાળી બને જણીએ ખાધી ને પાછી સૂઈ ગઈ. જ્યાં ચાર વાગ્યા ત્યાં વળી પાછી વાણિયણ જાગીને બોલી –

ખેતલી ખેતલી !
રાત કેટલી ?

ખેતલી કહે – બા ! હજુ તો ચાર જ વાગ્યા છે.

વાણિયણ કહે – બહેન ! મને તો બહુ જ ભૂખ લાગી છે. થોડો શીરો હલાવી નાખ ને ? છોડીએ તો થોડોક શીરો કર્યો. અંદર ઘી ખૂબ નાખ્યું હતું. પછી બન્ને જણીએ શીરો ખાધો ને વળી પાછી સૂઈ ગઈ. કોઠીમાં બેઠો બેઠો વાણિયો તો દાંત ભીંસવા લાગ્યો.

વળી જ્યાં છ વાગ્યા, ત્યાં વાણિયણ પાછી જાગીને કહે –

ખેતલી ખેતલી !
રાત કેટલી ?

ખેતલી કહે – બા ! હજુ તો છ જ વાગ્યા છે.

વાણિયણ કહે – હું હજુ તો ભૂખી જ છું. થોડી ધાણી ફોડ જોઈએ ! આપણે થોડી ધાણી ખાઈએ ને પાણી પીએ. ખેતલીએ તો ધાણી ફોડી ને બન્ને જણીએ ખાધી. કોઠીમાં બેઠેલો વાણિયો મનમાં કહે... સવારે વાત છે આ વાણિયણની !

પછી ખેતલી પોતાને ઘેર ગઈ અને વાણિયણ પાણી ભરવા ગઈ. પાછળથી વાણિયો કોઠીમાંથી બહાર નીકળી ગામમાં ગયો ને થોડીક વાર પછી પોટકું હાથમાં લઈ પાછો આવ્યો. વાણિયણ તો ઝાંખી પડી ગઈ. એના મનમાં થયું કે ગમે તેમ હોય પણ વાણિયો વાત જાણી ગયો છે. વાણિયણે પૂછ્યુ – તમે ચાર-પાંચ દિવસને ગામતરે ગયા હતા ને આમ પાછા કેમ આવ્યા ?

વાણિયો કહે – મને તો અપશુકન થયા એટલે પાછો આવ્યો.

વાણિયણ કહે – કહો તો ખરા, એવા તે શા અપશુકન થયા ?

વાણિયો કહે – રસ્તામાં એક મોટો સાપ આડો ઊતર્યો.



વાણિયણ કહે – હાય હાય! મોટો સાપ તે કેવડો હશે? વાણિયો કહે – કેવડો તે કેમ? શેરડીના સાત સાંઠા જેવડો! વાણિયણ કહે – પણ એની ફેણ કેવડી હતી? વાણિયો કહે – ફેણ તો મોટી બધી સાત સુંવાળી જેવડી હતી.
વાણિયણ કહે – તે ઈ સાપ ચાલતો 'તો કેમ કરીને!

વાણિયો કહે – કહું? શીરામાં જેમ ઘી ચાલે તેમ ચાલતો હતો.

વાણિયણ કહે – સાપ ઊડતો 'તો કે નહિ?

વાણિયો કહે – હા, હા, તવીમાં જેમ ધાણી ઊડે એમ ઊડતો હતો!

વાણિયણને ખાતરી થઈ ગઈ કે જરૂર વાણિયો બધી વાત જાણી ગયો છે. પોતે વીલી પડી ગઈ ને વાણિયાને પગે પડીને માફી માગવા લાગી. વાણિયે તેને તે દિવસે જવા દીધી પછી બંને સમજી ગયાં. વાણિયો લોભી મટી ગયો ને વાણિયણ ખાઉકડ મટી ગઈ●



વીશ હતા વાણિયા. વીશે જણા જાત્રા કરવા નીકળ્યા. ચાલતાં ચાલતાં રસ્તે એક નહેરું આવ્યું. નહેરાનું નામ જાંબુડિયું. નહેરું ખૂબ જ ઊંડું; દિવસેય પૂરો તડકો ન આવે.

વાણિયા એ નહેરામાંથી જતા હતા, ત્યાં સામેથી ચોર મળ્યા. એક તો વાણિયા ને એમાં ચોર મળ્યા! વાણિયાની કાછડીઓ તો ઢીલી થવા માંડી. ત્યાં તો ચોરે હાકલ કરી – એલા કોણ છે એ? લૂગડાંલત્તાં ને ઘરેણાંગાંઠાં કાઢી નાખો, નહિ તો મૂઆ પડયા છો! પણ વાણિયા સમયસૂચક ખરા ને! સામા થઈ ને શું કરે? કહે – કયો ભાઈ ના પાડે છે? આ લૂગડાં ને આ લત્તાં; આ ઘરેણાં ને આ ગાંઠાં. ના પાડે એ તમારો દીકરો!

ચોરને તો ભસ પાકી. ઘરેણાં, ગાંઠાં ને લૂગડાંલત્તાં ઝટઝટ ઉપાડી લીધાં અને ગાંસડી બાંધીને ચાલી નીકળ્યા.

વાણિયાભાઈ તો ઊભા થઈ રહ્યા પણ મનમાં વિચાર કરવા લાગ્યા... માળું, આમ ચોર લૂંટી જાય એ તો કાંઈ ઠીક નહિ. એમ તો પછી આપણી ડાહી જાત લાજે. માટે કાંઈક જુક્તિ કરવી જોઈએ.

જુક્તિ વિચારીને એક વાણિયો ચોરની પાછળ દોડયો. પાસે જઈને બે હાથ જોડીને કરગરીને કહેવા લાગ્યો – એ ભાઈ! એક મારી અરજ છે; જરા સાંભળશો? ચોર કહે – હવે જા જા, ગોલો થા મા. એમ કાંઈ અમે ભોળવાઈએ એમ નથી. તું વાણિયો તો અમે સાત વાણિયા!

વાણિયો કહે – બાપુ! એમાં ભોળવવાની વાત જ નથી. અમારાથી તે તમને કંઈ પહોંચાય?

એક ચોર કહે – ઠીક, જરાક જોઈએ; શી અરજ છે?

વાણિયો કહે – આ જરાક જોતા જાઓ, અમે એક નવી ભવાઈ શીખ્યા છીએ. અમારે સામે ગામ કરી બતાવવી છે. તમે પારખુ માણસ; જોઈને કહો કે બરાબર આવડે છે કે નહિ.

બીજો ચોર કહે – એ ભાઈ! એમાં કયાંક વાણિયાભાઈની ગત ન હોય, હોં! ઈ વાણિયાની ગત વાણિયા જ જાણે.

વાણિયો કહે – એમાં કાંઈ ગતે નથી ને બતે નથી. આ અમારે તો તમને બતાવવું છે. જોતા જાઓ તો ભલા ઠીક, નીકર અમારો કાંઈ હુકમ ચાલે છે?

ત્રીજો ચોર કહે – અરે ભાઈ! કોને સમજાવે છે? ભવાઈ તો તરગાળા કરે, ઓછબિયા કરે. કયાંય વાણિયા તે કરતા હશે? વાણિયો કહે – વાણિયાય કરે ને એના બાપેય કરે. વખાના માર્યા સૌ કરે. હવે ભાઈ જોવી હોય તો હા કહો એટલે કરીએ, નહિતર રહ્યું!

ચોરો કહે – તો ભાઈ! ચાલોને જોતા જઈએ! ત્યાં ઈ બકાલ વાણિયાની શી બીક છે? ને સિવાય આપણી આ બંદૂક ને તલવાર કયાં ગઈ છે?

ચોર તો ભવાઈ જોવા બેઠા ને વાણિયા ભવાઈ કરવા મંડયા. વાણિયાઓ તો પહેલો વેશ ગણપતિ દાદાનો લાવ્યા ને ગાવા માંડયા –

**દુંદાળો દુઃખભંજનો**
**ને સદાય બાળે વેશ;**
**દુંદાળો દુઃખભંજનો**
**ને સદાય બાળે વેશ.**

ચોર કહે – માળું, ભવાઈ કરતાં આવડે તો છે!

પછી બ્રાહ્મણનો વેશ આવ્યો. બ્રાહ્મણ થયેલો વાણિયો તો વાવડી ખોદતો જાય ને ગાતો જાય –

**એક ભરમો વાવડી ખોદે ને**

ભરમો રામ રામ જી રે;
એક ભરમો વાવડી ખોદે ને
ભરમો રામ રામ જી રે.

ચોર કહે – સાચું હોં! વાણિયાનેય ભવાઈ તો આવડે છે! પછી કહે – એલા વાણિયાઓ! આ નવો વેશ નથી. આ તો જે બધે થાય છે, એ જ વેશ છે. વાણિયા કહે – લ્યો, ત્યારે નવો વેશ તો હજી હવે આવશે. ઈ નવા વેશ સારુ તો તમને દેખાડીએ છીએ. ત્યાં વાણિયે જાંબુડિયાનો વેશ કાઢ્યો. જાંબુડિયો થયેલો વાણિયો તો કૂદવા, નાચવા ને ગાવા લાગ્યો –

**આમ કડો, તેમ કડો,**
**જઈ જાંબુડિયે જાણ કડો.**
**આમ કડો, તેમ કડો,**

# વાણિયા બદાણિયા





જઈ જાંબુડિયે જાણ કડો.

વાણિયા તો બધા નાચવા ને ગાવા મંડયા –

આમ કડો, તેમ કડો,
જઈ જાંબુડિયે જાણ કડો.
આમ કડો, તેમ કડો,
જઈ જાંબુડિયે જાણ કડો.

ચોર તો સામે જોઈ રહ્યા. એકબીજાને કહે – માળા વાણિયા છે કાંઈ! હટાણુ વેચતાં ભવાઈ કરવા મંડયા, પણ માળી આવડે તો છે!

ત્યાં તો બધામાંથી એક વાણિયો જરા જુદો ચાલવા લાગ્યો –

આમ કડું, તેમ કડું,
જઈ જાંબુડિયે જાણ કડું.
આમ કડું, તેમ કડું,
જઈ જાંબુડિયે જાણ કડું.

બીજા વાણિયા ઝીલવા લાગ્યા ને આ વાણિયો ગાતો ગાતો પાછે પગે જવા લાગ્યો. ચોરો તો જોઈ રહ્યા. એમ ગાતાં ગાતાં એક વાણિયો તો ક્યાંનો ક્યાંય ગયો. દૂર જઈને જાંબુડિયે ગામે પહોંચ્યો. જઈને ફોજદારને બધી વાત કહી ને સિપાઈ લઈને નહેરા ભણી ચાલી નીકળ્યો.

અહી તો બીજા વાણિયાઓએ વેશ ઉપર વેશ કાઢવા માંડયા. ફેરબાનો કાઢયો, ડાગલાનો વેશ કાઢયો, બીજા કેટલાયે વેશ કાઢયા. ત્યાં તો ઘોડાના



ડાબલા સંભળાયા. વાણિયાઓએ જાણ્યું કે... હં, સિપાઈ આવી પહોંચ્યા છે; હવે ચોર સપડાશે.

ચોરે ઘોડાના ડાબલા સાંભળ્યા ને તેઓ ચમક્યા. પણ ત્યાં તો વાણિયાઓએ ઘોડાનો જ વેશ કાઢ્યો ને ગાવા મંડ્યા –

વાણિયા બદાણિયા આવે છે,
ને ઘોડાનો વેશ લાવે છે,
વાણિયા બદાણિયા આવે છે,
ને ઘોડાનો વેશ લાવે છે.

ચોરોના મનમાં એમ થયું કે આ તો ઘોડાનો વેશ આવે છે, અને એમાં ઘોડાના ડાબલા સંભળાય છે. તેઓ તો બેઠા. ત્યાં તો ખાખી લૂગડાવાળા ફોજદાર ને સિપાઈ દેખાયા. ચોર બીના ને નાસવા લાગ્યા; પણ ત્યાં તો વાણિયાઓએ ગાયું –

વાણિયા બદાણિયા આવે છે,
ને ફોજદારનો વેશ લાવે છે.
વાણિયા બદાણિયા આવે છે,
ને સિપાઈનો વેશ લાવે છે.

ચોર કહે – અરે, આ તો વેશ છે! વાણિયા માળા બારે સાચેસાચા વેશ કાઢતા લાગે છે.

ત્યાં તો સિપાઈ અને ફોજદાર આવી પહોંચ્યા ને ચોરને પકડી મુશ્કેટાટ કર્યા. ને વાણિયાભાઈ પછી પોતાનાં લૂગડાંલત્તાં ને ઘરેણાંગાંઠાં લઈ ઘરભેગા થઈ ગયા.



એક દેડકી હતી. તે એક દેડકાને પરણી. એક વાર દેડકીબાઈ હાથમાં છાશની દોણી લઈ બજારે છાશ લેવા ચાલ્યાં, ત્યાં રસ્તામાં હાથી મળ્યો. નવી પરણેલી દેડકીએ પોતાના રૂપનું જરા અભિમાન કરી હાથીને કહ્યું –

**છપરા પગના હાથિયા રે!**
**તું જોઈ ને ચાલ,**
**રૂડું રતન ચગદાશે!**



# એક દેડકી

હાથી દેડકીની આવી શેખીથી ખિજાયો અને બોલ્યો –

**ડેફરા પેટની દેડકી રે!**
**તને દૈવ દેખે છે.**

હાથીએ દેડકીને ડેફરા પેટની કીધી એટલે પોતાના રૂપનું અપમાન થયું જાણીને તેણે પોતાના પતિ દેડકાજીને કહ્યું –

**વાડમાં બેઠા રાણા રાજિયા રે!**
**આ છપરા પગનો હાથીડો,**
**મને ડેફરા પેટની દેડકી કે' છે!**

દેડકે વિચાર કર્યો કે આ મૂરખી ગુમાનમાં ચગદાઈ જશે. એટલે પોતાનું ને દેડકીનું માન રહે તેમ બોલ્યો –

**ઓરાં આવો, ગોરાંદે પાતળાં!**
**હાથી જખ મારે છે●**

એક હતી જૂ. એને એક વાર પરણવાનું મન થયું એટલે પરણવા ચાલી. રસ્તે ચાલતાં એક કાગડો મળ્યો. કાગડો કહે – જૂબાઈ! ક્યાં ચાલ્યાં?

જૂ કહે – પરણવા.

કાગડો કહે – મારી વેરે જ પરણો ને?

જૂ કહે – ખાઉં શું? પીઉં શું? ઓઢું શું અને પહેરું શું?

કાગડો કહે – ખા દાણા, પી પાણી, ઓઢ પીછાં અને પહેર પીછાં.

જૂ કહે – ના, ના; મારે તો નથી પરણવું.

જૂબાઈ થોડેક દૂર ચાલ્યાં ત્યાં કૂતરો મળ્યો.

કૂતરો કહે – જૂબાઈ! ક્યાં ચાલ્યાં?

જૂ કહે – પરણવા.

# જૂબાઈ



કૂતરો કહે – મારી વેરે જ પરણો ને?
જૂ કહે – ખાઉં શું? પીઉં શું? પહેરું શું? ઓઢું શું?

કૂતરો કહે – ખા રોટલો, પી પાણી; ઓઢવા-પહેરવાનું કાંઈ નહીં.
જૂ કહે – ના, ના; મારે નથી પરણવું.
જૂબાઈ વળી આઘેરાં ચાલ્યાં ત્યાં મોર મળ્યો.
મોર કહે – જૂબાઈ, ક્યાં ચાલ્યાં?
જૂ કહે – પરણવા.
મોર કહે – ત્યારે મને જ પરણો ને?
જૂ કહે – ખાઉં શું? પીઉં શું? પહેરું શું? ઓઢું શું?

મોર કહે – ખા મોતી, પી પાણી, ઓઢ પીછાં ને પહેર પીછાં.
જૂ કહે – ના, ના; મારે પરણવું નથી.
જૂબાઈ વળી થોડેક ગયાં ત્યાં એક પાડો મળ્યો. પાડો કહે – જૂબાઈ! ક્યાં ચાલ્યાં?
જૂ કહે – પરણવા.
પાડો કહે – મારી વેરે જ પરણો ને?
જૂ કહે – ખાઉં શું? પીઉં શું? પહેરું શું? ઓઢું શું?
પાડો કહે – ખા ખડ, પી પાણી, ને ઓઢવા-પહેરવાનું કાંઈ નહિ.
જૂ કહે – ના, ના; મારે નથી પરણવું.
જૂબાઈ વળી આઘેરાંક ચાલ્યાં ત્યાં તો પીપળો મળ્યો. પીપળો કહે – જૂબાઈ! ક્યાં ચાલ્યાં?
જૂ કહે – પરણવા.
પીપળો કહે – મને જ પરણો ને?
જૂ કહે – ખાઉં શું? પીઉં શું? પહેરું શું? ઓઢું શું?
પીપળો કહે – ખા હવા, પી પાણી, ઓઢ પાંદડાં ને પહેર પાંદડાં.
જૂ કહે – ના, ના; મારે તો કાંઈ નથી પરણવું.
જરાક આઘે ચાલ્યાં ત્યાં ઉંદર મળ્યો. ઉંદર કહે – જૂબાઈ! ક્યાં ચાલ્યાં?
જૂ કહે – પરણવા.
ઉંદર કહે – મને જ પરણો ને?
જૂ કહે – ખાઉં શું? પીઉં શું? પહેરું શું? ઓઢું શું?
ઉંદર કહે – ખા રોટલો ને ઘી-ગોળ, પી દૂધ-દહીં, પહેર પટોળાં ને ઓઢ ચીર.
જૂ કહે – બહુ સારું. ત્યારે હું તમને જ પરણું છું. એમ કહી તેણે ઉંદરના ગળામાં

વરમાળા નાખી. ઉંદરભાઈએ તો એક પીપળા પર ઘર બાંધ્યું અને જૂબાઈ માટે રોજ સારું સારું ખાવાનું લાવે. જૂબાઈ મનમાં મનમાં કહે – ઉંદર વર સારો.

એમ કરતાં કરતાં એક દિવસ ઉંદરભાઈ એક ગોળના ગાડામાંથી ગોળ લેવા ગયા. ઉંદરને ખબર નહિ અને ગાડું ચાલ્યું, એટલે ઉંદરભાઈ ગાડાના પૈડા નીચે ચગદાઈ ગયા!

જૂબાઈને ખબર પડી કે ઉંદરભાઈ મરી ગયા છે એટલે જૂબાઈ પીપળેથી નીચે ઊતર્યાં અને ઉંદર પાસે જઈ માથે છેડો નાખી મોં વાળી રોવા લાગ્યાં –

**કાગડાને ન મોહી, કૂતરાને ન મોહી;**
**મોતી ચણંતા મોરને ન મોહી;**
**ઢચૂક, ઉંદરડા! ઢચૂક.**
**પાડાને ન મોહી, પીપળાને ન મોહી,**
**ઢચૂક, ઉંદરડા! ઢચૂક●**

ભારણિયું નામનું નાનું એવું ગામડું હતું. એમાં સાત-આઠ ભાયાતો રહે. નીપજ ખાય ને પડ્યા રહે. એમાં એક ગઢવી રહે. એનું નામ રળો, પણ રળાને કોઈની સાથે બને નહિ. રળો આડાબોલો. કોઈ કાંઈ બોલે તો રળો તડ આડું વેણ નાખે ને સામાને તોડી નાખે.

ભાયાતો પાસે ભેંશો ઘણી હતી. આ રળા પાસે એકેય ભેંશ નહિ, પણ એક પાડો ખરો. મોટો બધો પાડો. પાડાને ગળે એક ટોકરો બાંધેલો. પાડો ચાલે ત્યારે ટોકરો ટણટણ વાગે. રોજ સવારે ભાયાતોની ભેંશોનું ખાડું આઢે એટલે પાછળ તુરત રળો પોતાનો પાડો અઢાવે ને બોલે –

ટણન્ ટોકરો વાગે છે,
ને રળાનું ખાડું આઢે છે.

એમ કરતાં કરતાં ઘણા દિવસો ગયા. ગામ તો જાણે કે આખું ખાડું રળાનું હશે માટે રળો બોલે છે –



# રળો ગઢવી

ટણન્ ટોકરો વાગે છે,
ને રળાનું ખાડું આઢે છે.

ભાયાતોને એની ખબર પડી. એ તો ખિજાયા. બધા કહે – લે! આ તો પોતે માલવાળો કે'વડાવે છે. બાંડી ભેંશ તો પાસે છે નહિ ને શું જોઈને બોલતો હશે કે –

ટણન્ ટોકરો વાગે છે,
ને રળાનું ખાડું આઢે છે.

એક મોટો પાડો છે ને એને ટોકરો બાંધ્યો છે. એમાં તો ફાટયો લાગે છે! ઠીક છે, એક દિવસ વાત છે એની!

લાગ જોઈને ભાયાતોએ તો રળાનો પાડો મારી નાખ્યો. બધા કહે – કાશ ગઈ!

રળો હતો પહોંચેલો. વાત પોતે પી ગયો. મનમાં કહે – ઠીક છે; કોક દિવસ લાગ આવે ત્યારે વાત! એણે તો પાડાનું આખું'ય ચામડું ઢેઢ પાસે ઉતરાવ્યું ને ચમાર પાસે સાફ કરાવીને સંકેલીને માથે ઉપાડીને ચાલ્યો.

ચાલતો ચાલતો એક મોટા જંગલમાં ગયો. ત્યાં એક વડ હતો. એનું નામ ચોરવડલો. ચોર બધા ચોરી કરીને ત્યાં આવે ને ભાગ પાડે. રળો તો વડલા ઉપર ચડીને બેઠો; ડાળ ઉપર ચામડું ટાંગ્યું.

બાર, ઉપર બે વાગ્યા ત્યાં તો ચાર ચોર આવ્યા. કોઈ નગરશેઠની હવેલી ફાડીને મોટી ચોરી કરીને આવેલા. ચોર તો ચોરીનો ભાગ પાડવા બેઠા. એક ચોર કહે – એલા, કોઈ છાનુંમાનું રાખશે તેના ઉપર ઊંચેથી આભ તૂટી પડશે.

ભાગ પાડતાં પાડતાં એક ચોરે જરા કંઈક પાછળ સંતાડ્યું; રળે એ જોયું. રળે તો ઉપરથી ચામડું ફેંક્યું તે કડુડુડુભૂસ! ચોર કહે –

એલા ભાગો, આ તો કડકડતી વીજળી પડી. ચોર તો ભડકીને ભાગ્યા. પાછું વાળીનેય જોયું નહિ. પછી નિરાંતે રળો હેઠો ઊતર્યો ને બધી માયા લઈને ઘેર આવ્યો.

કૂબાનું બારણું દઈને રળો રૂપિયા ગણે. એના એ ભરે ને ઠલવે. ખણખણાટ સાંભળીને આડોશી-પાડોશી કહે – એલા આ રળા પાસે એક રાતી પાઈ નો'તી ને આટલો પૈસાદાર કયાંથી થયો? બધાં કહે – રળા ગઢવી! આ કમાણી કયાંથી કરી લાવ્યા?

રળો કહે – એ તો પેલું પાડાનું ચામડું વેચ્યું તે એના પૈસા આવ્યા છે. ઓહોહો, ચામડાની કાંઈ ખપત! એ તો વાત પૂછો મા. મારે તો એક જ પાડો હતો, તે માંડ આટલા રૂપિયા આવ્યા. ઘણા બધા હોત ના, તો એક લાખ રૂપિયા આવત!

ભાયાતોને ખબર પડી. ભાયાતો કહે – ત્યારે ચાલો ને એલા, આપણેય રળાની જેમ રળીએ! ભાયાતોએ તો પોતાની બધી ભેંશો મારી નાખી, ચામડાં ઉતરાવ્યાં, સાફ કરાવ્યાં ને માથે મૂકી ચાલ્યા વેચવા – લ્યો, કોઈ ચામડાં લ્યો! કોઈ ચામડાં!

પણ એટલાં બધાં ચામડાં કોણ લે! બે-પાંચ ચામડાં ખપ્યાં ને પાંચ-દસ રૂપિયા આવ્યા. ચામડાંના લાખ રૂપિયા તે કોણ આપતું'તું? સાંજ પડી એટલે ભાયાતો એકઠા થયા. બધા કહે – એલા આ રળાએ તો આપણને છેતર્યા! ઠીક છે, કોક દિવસ.

થોડાક દિવસો ગયા એટલે ભાયાતોએ ભેગા થઈ રળાનો કૂબો બાળી નાખ્યો. રળો કહે – ઠીક છે. મારો તો તમે કૂબો બાળ્યો, પણ હુ બધાનાં ઘર ના બળાવું તો રળો ગઢવી નહિ! રળાએ તો કૂબાની રાખ ભેગી કરી. એક પોઠિયાને માથે કોથળો ભરીને નાખ્યો, ને પાલીતાણે સંઘ જતો હતો એની સાથે ભળી ગયો. સંઘમાં એક ઘરડી ડોશી. બિચારી ચાલી ન શકે. ડોશી પાસે ધન ઘણું બધું. રળાનો પોઠિયો જોઈને ડોશી કહે – ભાઈ! આ પોઠિયા ઉપર બેસારીશ?

રળો કહે – હા, બેસાડું તો ખરો. પણ આમાં મારું ધન ભર્યું છે, તે માડી! જો તમે વાસરશો તો બધું રાખ થઈ જશે. જો વાસરો નહિ તો બેસવા દઉં.

ડોશી કહે – ભાઈ! નહિ વાસરું.

ચાલતાં ચાલતાં પાલીતાણા આવ્યું ને ડોશીમા પોઠિયેથી નીચે ઊતર્યાં. રળો કહે – ઊભાં રહો. ડોશીમા! મારું ધન જોઈ લેવા દ્યો.

પોઠમાં તો રાખ જ હતી ના? જુએ તો રાખ દેખાઈ. રળો કહે – ડોશીમા! આમાં તો રાખ છે. તમે વાસર્યાં હતાં કે?

ડોશી હતાં સાચુકલાં. બિચારાં કહે – હઅ ભાઈ! જરા વા છૂટ્યો તો હતો.

રળો કહે – ત્યારે માડી! તમારું ધન હવે આપી દેવું પડશે. રળો તો ડોશીનું ધન લઈને પાછો આવ્યો. રાત પડી ને ભાઈ તો વળી રૂપિયા ખખડાવવા માંડયા.

બધા કહે – એલા! પાછો આ રૂપિયા કયાંથી લાવ્યો?

રળો કહે – આ મારા કૂબાની રાખ હતી ના, તે વેચી નાખી; એના આ રૂપિયા આવ્યા. મારે કાંઈ મોટાં ઘર થોડાં જ હતાં તે વધારે રાખ થાય? નહિતર તો એક લાખ રૂપિયા

આવત!

ભાયાતો કહે – ચાલો ને આપણેય રળા જેમ કરીએ! એ પૈસાદાર થઈ જાય ને આપણે શાના રહી જઈએ? ભાયાતોએ ભેગા થઈને પોતાનાં ઘર બાળી નાખ્યાં. એની રાખના તો મોટા ઢગલાના ઢગલા થઈ પડ્યા! ભાયાતો તો રાખના સૂંડલા ઉપાડીને બજારે વેચવા ચાલ્યા – લેવી છે...કોઈને રાખ?

ગામના માણસો કહે – રાખને તમારે માથે ચોળો. રાખને કોણ લેતું'તું?

બધા વીલે મોઢે ઘેર આવ્યા. બધા કહે – આ રળાએ તો માળે છેતર્યા!

રળે તો મોટાં ઘર ચણાવ્યાં. ઘણી બધી ભેંશો લીધી. એક પાડો રાખ્યો ને એને ગળે ટોકરો બાંધ્યો. પછી તો પોતાની ભેંશો અઢાવે ને સાથે પોતાનો પાડો અઢાવે ને બોલે –

ટણન્ ટોકરો વાગે છે,
ને રળાનું ખાડું આઢે છે;
ટણન્ ટોકરો વાગે છે,
ને રળાનું ખાડું આઢે છે●



એક હતો હજામ. હજામ હતો અકલલકડિયો. એક વાર હજામ પરગામ ચાલ્યો. સાથે હજામભાઈની કોથળી તો હોય જ ને!

રસ્તામાં એક મોટું એવું રાન આવ્યું. હજામભાઈ તો રસ્તામાં ચાલ્યા જાય છે ત્યાં સામે એક બાંડો વાઘ મળ્યો. હજામભાઈ તો મૂંઝાયા. કહે – આ તો મૂઆ! વાઘભાઈ કાંઈ મૂકવાના છે?

એટલામાં હજામને એક યુક્તિ સૂઝી. વાઘ નજીક આવ્યો એટલે હજામભાઈએ રાડ પાડીને કહ્યું – આવી જા, કૂતરા! હવે તારા શા ભાર છે કે તું મારા હાથમાંથી છટકી જાય? આ એકને તો અંદર પૂર્યો છે; ને હવે તારો વારો. વાઘ તો પોતાને કૂતરો કહ્યો એટલે એ તો એવો ખિજાયો કે બસ! વાઘ તો છલંગ મારીને હજામ ઉપર ધસ્યો ત્યાં તો હજામભાઈએ આરસી કાઢીને વાઘના મોંઢા આગળ ધરી. વાઘે તો સામે પોતાનું મોઢું દેખ્યું. વાઘને થયું કે નક્કી, આ હજામ કહે છે એ વાત સાચી. એકને તો પકડેલો દેખાય છે. ને હવે મનેય પકડવાનો! વાઘ તો એવો બીનો કે તે ત્યાંથી ભાગ્યો.

હજામે તો આરસી કોથળીમાં મૂકી, ને ભાઈ આગળ ચાલ્યા. રાત પડી. એક મોટા વડ ઉપર હજામે રાતવાસો કર્યો. ડાળીએ કોથળી લટકાવીને નિરાંતે બેઠો. ત્યાં તો વડ નીચે વાઘ એકઠા થવા માંડયા. એક, બે, ત્રણ, ચાર, એમ કેટલાયે વાઘ એકઠા થઈ ગયા.

વાઘની આજે ત્યાં ઉજાણી હતી. બધા વાઘમાં પેલો બાંડો વાઘ પણ આવ્યો હતો. ઉજાણી ચાલતી હતી. ત્યાં ખાતાં ખાતાં બાંડો વાઘ બોલ્યો – અરે ભાઈ! આજે તો ભારે થઈ!

બધા વાઘ કહે – શું થયું?

બાંડો વાઘ કહે – એક હજામ મને રસ્તામાં મળ્યો હતો. હુ એને મારવા ગયો ત્યાં તો કહે...કૂતરા! એકને પૂર્યો છે ને હવે તારો વારો. આવી જા! તો હું તો મારવા દોડ્યો. મારવા દોડયો તો કોથળીમાંથી એક વાઘ કાઢીને એણે મને બતાવ્યો. હુ તો એવો બીનો કે ઊભી પૂંછડીએ ભાગ્યો!

એક વાઘ કહે – હવે જાવા દે, ટાઢા પહોરનાં ગપ્પાં હાંક મા! એમ હજામડાથી તે કાંઈ વાઘ પકડાતો હશે?

– અરે, મેં આ મારી આંખે ભાળ્યો હતો ને? બીજો કહે – ઍંહ! એ તો તું ફોશી તે બીને ભાગ્યો. હુ તો એને ત્યાં ને ત્યાં જ પૂરો કરત! વાઘોની વાતો સાંભળીને હજામભાઈ તો નરમ ઘેંશ જેવા થઈ ગયા. એવા તો ધ્રૂજવા માંડયા કે વડની ડાળ હલવા માંડી. ડાળ ઉપર એક વાંદરો ઊંઘતો હતો. ડાળ હલી એટલે એ નીચે પડયો. ત્યાં તો હજામે હોશિયારી વાપરીને કહ્યું – એલા પકડજે એ બાંડા વાઘને. જોજે

ભૂલ્યો તો! એ બાંડો બહુ ડાહ્યો થાય છે તે!
બાંડો વાઘ કહે – જો, હું નહોતો કહેતો કે કોક વાઘ પકડવા નીકળ્યું છે?

ત્યાં તો વાંદરો પેલા બાંડા વાઘ ઉપર જ ભોગજોગે પડ્યો. બાંડો વાઘ છલંગ મારતો ને ભાગ્યો, ને તેની વાંસે બીજા વાઘ પણ ભાગ્યા. બધાય વાઘ ક્યાંના ક્યાંય ભાગી ગયા.

હજામભાઈ સવારે નિરાંતે વડ ઉપરથી ઊતરી ઘરભેગા થઈ ગયા●

## હજામ અને બાંડો વાઘ



એક હતો ભાઈ અને એક હતી બહેન. બેઉને નાનાં મૂકીને માબાપ મરી ગયેલાં. ઘરમાં એકે દિવસનું ખાવાનું નહિ એટલે ભાઈબહેન રળી ખાવા બીજે ગામ જવા નીકળ્યાં.

ચાલતાં ચાલતાં એક મોટું એવુ શહેર આવ્યું. શહેરની બહાર એક મોટો એવો બાગ હતો. સાંજ પડી ગઈ હતી એટલે ભાઈબહેન એ બાગમાં જ રાત રહ્યાં. રાતમાં ને રાતમાં બહેનની આંખો બહુ જ આવી. બહેન તો ખૂબ રોવા લાગી એટલે ભાઈએ કહ્યું – તું અહીં બેસજે. હુ શહેરમાં જઈને તારા માટે ચિમેડ લઈ આવુ છું. આ બાગની માળણ પાસે આપણે જઈશું એટલે તે તને આંખે ભરણ ભરશે.

બહેને કહ્યું – ઠીક. ભાઈ તો વહેલો ઊઠી શહેર તરફ ચાલ્યો. હવે એ શહેરનો રાજા આગલી રાતે જ મરી ગયો હતો. તેને એકે દીકરો નહોતો. તેની પાછળ ગાદીએ કોને બેસાડવો તે માટે પ્રધાનોએ વિચાર કર્યો, ને ભેગાં થઈ ઠરાવ્યું કે સવારના પહોરમાં શહેરના ગઢનો દરવાજો ઉઘાડતાં જે કોઈ પહેલવહેલું સામું મળે તેને ગાદીએ બેસારવું.

સવાર પડી અને સૌ દરવાજો ઉઘાડવા ચાલ્યા. જ્યાં પ્રધાનોએ દરવાજો ઉઘાડયો ત્યાં તો પેલો ભાઈ તેમની નજરે પડયો. સૌએ તેને રાજદરબારમાં આણ્યો ને ગાદીએ બેસાર્યો. ભાઈને તો રાજ્ય મળ્યું એટલે પોતે એટલો બધો ખુશી થઈ ગયો કે બહેનને તો તે છેક ભૂલી જ ગયો. એ તો કામકાજમાં ગૂંથાઈ ગયો અને મજા કરવા લાગ્યો.

બહેને તો બાગમાં બેઠાં બેઠાં ભાઈની બહુ જ રાહ જોઈ. બપોર થયા પણ ભાઈ ન આવ્યો; સાંજ પડી પણ ભાઈ ન દેખાયો. એ તો ગભરાઈ ગઈ અને રોવા માંડી. એટલામાં તો બાગની માળણ ત્યાં આવી. તે કહેવા લાગી – તારો ભાઈ તો કોણ જાણે કયાં ચાલ્યો ગયો હશે. તું હવે મારી સાથે ચાલ. મારે એકેય દીકરી નથી માટે તું મારી દીકરી થા. પછી બહેન રોતી રોતી માળણને ઘેર ગઈ, ને તેની દીકરી થઈને રહી.

બહેને તો ભાઈની તપાસ કરવા માંડી. તપાસ કરતાં કરતાં તેને ખબર મળ્યા કે ભાઈ તો રાજા થઈને બેઠો છે. પોતે કાંઈ બોલી નહિ ને બધી વાત મનમાં સમજી રાખી.

એક વાર રાજા(ભાઈ) શહેર બહાર ફરવા નીકળેલો. તેણે બાગમાં માળણની છોકરીને (પોતાની બહેનને) જોઈ. તે હવે મોટી થઈ હતી એટલે રાજાના મનમાં તેને પરણવાનો વિચાર થયો. તેણે માળણને બોલાવી કહ્યું – તું મને તારી દીકરી પરણાવ.

માળણ તો ઘણી ખુશ થઈ. તેણે રાજાને કહ્યું – બહુ સારું. હુ તમને મારી દીકરી પરણાવીશ. માળણની દીકરીને તો ખબર હતી કે રાજા પોતાનો સગો ભાઈ છે. તેણે રાજાની સાથે પરણવાની ના કહી પણ તે બિચારીનું માળણે માન્યું નહિ. માળણે તો કહ્યું – તારે રાજા સાથે પરણવું જ પડશે.

પછી લગ્નનો દિવસ નકકી થયો ને માહ્યરામાં જ્યારે માળણે બહેનને બેસાડી ત્યારે તે સામે રાજાને જોઈ બોલવા લાગી –

**માહ્યરે બેસશો મા રે, માના દેગમશી;**

આપણે એક માનાં પેટ, માના દેગમશી;
આપણે બાગમાં ઊતરિયાં, માના દેગમશી;
તમે ચિમેડ લેવા ગ્યા 'તા, માના દેગમશી.

રાજા( ભાઈ )એ આ સાંભળ્યું પણ તે કાંઈ સમજ્યો નહિ. વળી જ્યારે રાજા ચોરીએ ચડયા ત્યારે ફરી બહેન બોલી –

ચોરીએ ચડશો મા રે, માના દેગમશી;
આપણે એક માનાં પેટ, માના દેગમશી;
આપણે બાગમાં ઊતરિયાં, માના દેગમશી;
તમે ચિમેડ લેવા ગ્યા 'તા, માના દેગમશી.

રાજા તોય કાંઈ સમજ્યો નહિ. બહેન ત્રીજી વાર બોલી –

ચોરીએ ચડશો મા રે, માના દેગમશી;
આપણે એક માનાં પેટ, માના દેગમશી;
આપણે બાગમાં ઊતરિયાં, માના દેગમશી;
તમે ચિમેડ લેવા ગ્યા 'તા, માના દેગમશી.

રાજાને મનમાં થયું... આ આમ શું કામ બોલે છે? ત્યાં તો બહેન ચોથી વાર બોલી –

ચોરીએ ચડશો મા રે, માના દેગમશી;
આપણે એક માનાં પેટ, માના દેગમશી;
આપણે બાગમાં ઊતરિયાં, માના દેગમશી;
તમે ચિમેડ લેવા ગ્યા' તા, માના દેગમશી.

રાજાએ વિચાર્યું... આ મારી બહેન તો ન હોય? ધારીને જોયું ત્યાં તો બહેન જ! ભાઈએ બહેનને ઓળખી. તે ભોંઠો પડી ગયો. તેને પસ્તાવો થયો અને એકાએક બારીએથી કૂદી પડીને મરી ગયો. બહેન પણ ભાઈની પછવાડે બારીએથી પડી મરી ગઈ●



## બાળવાર્તાઓ વિશે

આ નાનકડા પુસ્તકમાં જે બાળવાર્તાઓ આપેલી છે તેમાં કળા છુપાયેલી છે, તાત્ત્વિક બોધ અદૃશ્ય રૂપે વસે છે, જનસ્વભાવનું મૂક વર્ણન છે ને મુગ્ધ બાળકોને આશુતોષ આહ્‌લાદ ઓતપ્રોત છે; તેથી જ શિક્ષકને તે ઉત્તમ મદદગાર છે. અનુભવી અને ઉત્સાહી શિક્ષકોને એટલી જ પ્રાર્થના છે કે આ વાર્તાઓ સુધારવા પ્રયત્ન કરશો નહિ. આ વાર્તાઓનું ધ્યાન કરો, ધ્યાનથી તદાકાર થાઓ અને પછી જે તમને સ્ફુરે તે બાળકો પાસે મૂકજો. આ વાર્તાઓ શાસ્ત્રનો સંયમ પાળતી નથી, પણ તેની અંદર એક સ્વાભાવિક સંયમ હોય છે. પાપીને ધિક્કાર્યા વગર પાપપુણ્યનો ભેદ બતાવે છે, અને સમાજસેવાના ઉચ્ચ આદર્શનો ખ્યાલ આપતાં વિશ્વવ્યાપી પ્રેમ ઉત્પન્ન કરે છે. આ વાર્તાઓ યાત્રાળુઓની માફક દેશાંતરમાં ફરે છે, અને જ્યાં જ્યાં જાય છે ત્યાં પ્રેમધર્મ સ્થાપિત કરે છે.

• કાકા કાલેલકર



## શિક્ષક ભાઈબહેનોને

લ્યો આ બાળવાર્તાઓ. તમે તે બાળકોને કહી સંભળાવજો. બાળકો હોંશે હોંશે વાર વાર તે સાંભળશે. જોજો, વાર્તાઓ સુંદર રીતે કહેજો; વાર્તા કહેવાની ઢબે કહેજો; લહેકાથી કહેજો; રસથી કહેજો. કોઈ કોઈ વાર વાર્તાઓ વાંચી પણ સંભળાવજો. જેવડાં બાળકો હોય એવી વાર્તા પસંદ કરજો. ભાઈ! એક વાત ના કરતા. વાર્તાઓ બાળકોને ગોખાવશો નહિ; તેમની પાસેથી કઢાવશો નહિ; પરીક્ષાને માટે તેમને તે ભણાવશો નહિ.

તમે જાતે જ અનુભવજો કે વાર્તાઓ કેવી જાદુઈ લાકડી છે. તમારે બાળકો સાથે પ્રેમ બાંધવો હોય તો વાર્તાથી પગ માંડજો. તમારે બાળકોની અભિમુખતા સાધવી હોય તો વાર્તા પણ એક સાધન છે. મોટા પંડિત થઈને વાર્તા કહેશો નહિ; જ્ઞાન આપવા બેસશો નહિ; તટસ્થ રહીને કહેશો નહિ. વાર્તામાં તમે પોતે નાહજો અને બાળકોને નવડાવજો.

• ગિજુભાઈ





# એક વાતની વાત

એક વાતની વાત, સવાયાની સાત;
એક બોરડીનો કાંટો, સાડી અઢાર હાથ.
એની અણી ઉપર વસે ત્રણ ગામ;
બે ઉજ્જડ અને એકમાં વસ્તી જ નહિ.
તેમાં વસે ત્રણ બ્રાહ્મણ;
બે અપવાસી અને એક જમે જ નહિ.

તેને ઘેર હતી ત્રણ ગાયો;
બે વરોળ અને એક વિયાય જ નહિ.
તેને આવ્યા ત્રણ વાછડા;
બે ખોટા અને એક સાચો જ નહિ.
તેણે ખેડ્યાં ત્રણ ખેતર;
બે બીડ અને એકમાં ઊગે જ નહિ.



